હેડ ઓફીસ

# શ્રી દુવારીકાધીસ, ઔષધાલય.



પ્રગટ કર્તા,

વઈદ શાસ્ત્રી દયાશંકર હિરજીભાઇ

જોડીયા બજાર,—કરાચી.

PRINTED at the BRITANNIA PRESS, by D. N. MANDRA, and
PUBLISHED by DAYASHANKER HIRJIBHOY, KARACHI,

# શ્રી દ્વારીકાદાસ ઔષધાલયના નીયમો.



૧. ગ્રાહકોને દરેક કાગળમાં પોતનું નામ ગામ પોષ્ટ ઓફીસ તથા જીલ્લો ચોકખા હરફમાં લખવા વિનતી કરવામાં આવે છે.

૨. આ સુચીપત્રમાં દર્શાવેલી દવાઓ માત્ર અમારી હેડ ઓફીસ બ્રાંચ અને એજન્સીઓ માંથીજ મળી શકશે.

૩. ડબી, ડબા, તેમજ શીશીનો પા અર્ધો અગર બીજો કોઇપણ ભાગ મોકલવામાં આવતો નથી. માટે આ સુચીપત્રમાં જણાવ્યા મુજબ દવાઓની માગણી કરવાની ગ્રાહકોએ મહેરબાની કરવી

૪. કોઇપણ દવા ઉધાર, તેમજ અનુભવ યાને નમુના દાખલ મફત કે ઓછી કીમતે કદીપણ મોકલવામાં આવતી નથી.

૫. દવા મંગાવનાર માણસ દવાની કીમત ઉપરાંત પોષ્ટેજ વી. પી. અને પેકીંગ ખર્ચ પોતાને શીર સમજવાનું છે.

૬. રૂ. ૬ ની કીમતની દવા મંગાવનાર માણસને સેંકડે ૧૨॥ ટકા અને રૂ. બારની કીમતની દવા મંગાવનારને સેંકડે ૨૫ ટકા કમીશન આપવામાં આવે છે અમારા એજન્ટ થવાની ઇચ્છા ધરાવનાર માણસો એ યોગ્ય કમીશન માટે અમોને લખી જણાવવું.

૭. દવા વાપરવાની રીત અને ખોરાક સબંધી સુચનાઓ દવાઓની સાથેજ છાપેલ કાગલમાં મોકલવામાં આવે છે

૮ સઘળો પત્ર વહેવાર હમેશાં ખાનગી રાખવામાં આવે છે.

૯. ઇંગ્રેજી, ગુજરાતી, હીન્દી, મરાઠી, બંગાલી, તામીલ, તેલંગુ, કનેરીજ, ઉરદુ, આદી ભાષામાં પત્ર વહેવાર કરી શકાય છે.

૧૦. દરેક કાગલમાં અમારા આગલા કાગળનો નંબર તથા તારીખ જણાવવા ભુલવું નહી.

# રસિકશાસ્ત્ર.



આવૃત્તિ ૪થી

નકલ ૧૦૦૦,



હેડ ઓફીસ

દુવારિક વિસ ઔષધાલય,

જોડીઆ બજાર,—કરાચી



વૈદ્ય શાસ્ત્રી દયાશંકર હીરજીભાઈ.



પ્રગટ કર્તા

ડી. એચ. લહેરૂ.

સંવત ૧૯૭૩

સને ૧૯૧૭


શીટાનીઆ પ્રીન્ટીંગ પ્રેસમાં

ડી. એન. મંનડરાએ છાપ્યું,

ફ્રીયર રોડ — કરાચી.

## શહેનશાહી યાકુતિના સબંધમાં અમારૂં પોતાનું

# સર્ટિફીકેટ.



“શહેનશાહી યાકુતિમાં કોઇપણ જાતનું નુકશાન કરે એવી કોઇપણ જાતની મેળવણી બિલકુલ કરવામાં આવતીજ નથી, તેમ તેમાં કોઇ પણ ધાતુ કે પારાની મેળવણી પણ કરવામાં આવતી નથી. એ ગોળીઓ તદ્દન વનસ્પતિનીજ બનાવટ છે. જે જે વનસ્પતિ લોહીને અને વીર્યને સુધારનાર, પાચનશક્તિને જોઇએ તેવી વધારનાર, મગજને મજબુત કરનાર, બુદ્ધિ તથા સ્મરણશક્તિને ખીલવનાર અને કૌવતનો ભરાવો કરનાર તરીકે વાજબી વખાણને પામેલી છે, તેવી વનસ્પતિઓનો આ ગોળીઓમાં બહુ વિચાર પુર્વક ઉત્તમ યોગ કરવામાં આવેલો છે અને તેથીજ એ ગોળીઓ આજ લાંબી મુદ્દત થયાં મહા-પૌષ્ટિકતરીકે પુરા વિસ્તારમાં ચાલુ ફતેહ મેળવતી રહી છે અને કંટા-ળો ભરેલાં લાંબી મુદ્દતનાં દરદોથી દુઃખી બની ગયેલા લોકોનાં ખરાં અંતઃકરણના આશીરવાદો મેળવવામાં, ચમત્કારીક અને લાંબી મુદત ટકી રહે તેવો ફાયદો આપવામાં તથા ખરા પરીક્ષકોના તરફથી પુરતી પ્રશંસા મેળવવામાં, આયુર્વેદમાં ઉત્તમ ગુણોનાં ઔષધોમાં અગ્રેસર થઇ રહી છે.

**વૈદ્ય શાસ્ત્રી દયાશંકર હિરજીભાઇ,**

જોડીઆ બજાર,—કરાચી.



# કેટલાક અગત્યના સવાલો.



૧ તમોને પેટ સાફ આવે છે ?
૨ પેટ આવતી વેળા જોર કરવું પડે છે ?
૩ પીઠના નીચેના ભાગમાં નબળાઇ કે વેદના જણાય છે ?
૪ પેસાબ કરવા ઘણી વખત જવું પડે છે ?
૫ પેસાબ કરતી વેળા બળતરા કે વેદના થાય છે ?
૬ પેસાબમાં કોઇપણ પદાર્થનો થર જામી ગયેલો દેખાય છે ? અને તેનો રંગ લાલ, ધોળો, પાળો, ભુરો કે રેતી જેવો છે ?
૭ પેસાબમાં લોહી કે કાંકરી દેખાય છે ?
૮ તમને કોઇ દીવસ ગરમીનો વિકાર થયો હતો ?
૯ તમે પરણ્યા છો ?
૧૦ પરણ્યાપછી છોકરાં ન થયાં હોય તો તે થાય તેવી ઇચ્છા રાખોછો?
૧૧ ઇચ્છા વિરૂદ્ધ ધાતુપાત થાયછે? અને થતો હોવ તો રાત્રે સ્વપ્નામાં કે દિવસે ?
૧૨ રાતમાં ધાતુપાત થતો હોય તો એક મહીનામાં કેટલીવાર? અને દિવસે થતો હોય તો તે કયે વખતે અને કેટલીવાર?
૧૩ તમારી શક્તિ ઓછી થયેલી જણાય છે?
૧૪ તમારા લગ્ન પહેલાં ધાતુપાત થતો હતો ?
૧૫ તમને પેટમાં અજીર્ણ, ભાર, આફરો, બળતરા કે કોઇ જાતની વેદના થાય છે?
૧૬ ખાણું ખાધા પછી મોળ આવેછે કે એવી બીજી કોઇ પીડા થાયછે?
૧૭ છાતીમાં વેદના કે સોજો જણાયછે?
૧૮ તમને તમારૂં શરીર ભારે લાગતું હોય એવું જણાય છે? અને પગનાં કાંડામાં સોજો થયેલ હોય એવું લાગેછે ?

---

૧૯ છાતી ભરાઈ આવવાની કાંઈ નિશાની માલમ પડે છે?
૨૦ તમારી જીભપર ધોળું કે પીળું, કાંઇ પડ જામી ગયુ હોય, તેમ કાંઇ જણાયછે? જીભપર રાતા ફોલા કે ચીરા દેખાય છે ?
૨૧ મોઢું સુકાએલું રહેછે?
૨૨ તમોને તમારો ખોરાક લેવો ગમતો ન હોય એમ થાયછે ?
૨૩ તમારો અવાજ ભારે અથવા ખોખરો થયેલો લાગે છે?
૨૪ તમારા મોઢામાંથી ખરાબ વાસ આવે છે?
૨૫ તમારી આંખ નબળી થયેલી લાગે છે?
૨૬ આંખે અંધારાં આવે છે?
૨૭ તમારૂં માથું ભારે થઇ ગયેલું હોય, એમ જણાયછે?
૨૮ તમને હરવુંફરવું, કે મહેનત કરવી નથી ગમતી?
૨૯ તમે થોડું ચાલી તરત થાકી જાઓ છો ?
૩૦ તમારૂં શરીર નબળું થઇ ગયેલું હોય એવું લાગે છે?
૩૧ તમારા હાથ પગ ભીના રહે છે?
૩૨ તમને સવારે બીછાનામાંથી ઉઠવું ગમતું નથી?
૩૩ થોડાઘણી મહેનત કે વાતચીત કરયાપછી તમારૂં માથું દુખતુ હોય કે ચકરી આવતી હોય એમ જણાયછે?
૩૪ તમે નિરાશા, ચિન્તા કે ઉદાસીપણાથી હેરાન થાઓછો?
૩૫ તમે ઘડી ઘડીમાં ગભરાઇ જાઓ છો ?
૩૬ તમારી યાદશક્તિ ઓછી થઇ ગએલી જણાયછે ?
૩૭ તમને ખરાબ સ્વપ્ના આવેછે ?
૩૮ તમને સારી મીઠી ઉંઘ આવતી નથી ?
૩૯ તમારા શરીરની ચામડી ભીની, લુખી કે ફીકીછે ?
૪૦ ઘણા અભ્યાસથી તમારૂં મન દબાએલું રહે છે?
૪૧ તમને તમારા ફેફસામાં બગાડ થએલો જણાયછે ?

૪૨ છાતીમાં દુ:ખ, દબાણુ, ભાર કે નબળાઇ લાગે છે?
૪૩ જરાપણુ મહેનત કરો એટલે શ્વાસ ચડી આવેછે?
૪૪ તમારી સ્ત્રીને ધોળું પાણી પડવાનો રોગ થયો છે? અથવા ગરભાશયમાં નીચે કંઇક ખેંચાતું હોય એવું અથવા ભાર જેવું લાગે છે? તેનો ગરભાશય નીચે, આગળ અથવા પાછળ ખસી ગયેછે એવું વઇદયોએ કહ્યુંછે?
૪૫ માસિકઆવવા પહેલાં કે પછી વેદના કે દુખાવો થાયછે? અને તે રીતસર કે બરોબરવખતે આવતું નથી? અને તે થોડું કે ઝાઝું હોય છે?
૪૬ ગુહ્ય ભાગમાં સોજો, બળતરા, વેદના કે ખજવાળ થાયછે?
૪૭ તમારી સ્ત્રીને વખતો વખત બચ્ચું અધરે પડેછે?
૪૮ તમારા અથવા તો તમારી સ્ત્રીના ઉપરના કોઇ રોગ માટે તમે દવાઓ કરી કંટાળી ગયા છો?
૪૯ તમોએ **શાહેનશાહી** યાકુતિ એ નામ સાંભળ્યું છે?

ઉપર કહેલા રોગમાંથી તમારે તરત છુટા થવું હોય તો, અખા હિંદુસ્તાનમાં તથા બહાર દેશાવરોમાં શારી પેઠે જાણીતી થયેલી શક્તિની "**શાહેનશાહી યાકુતિ**" જરૂર વાપરો. ઘણા નાંમકિત ડોકટરો તથા વઇદયો એ યાકુતી માટે બહુ ભલામણ કરે છે. એ યાકુતીને માટે બેસુમાર સરટિફીકેટો મળેલાં છે. ઉપર કહેલા રોગમાંથી મુક્ત થયેલા હજારો દરદીઓ એ યાકુતી ઉપર તથા તેના બનાવનાર ઉપર આશીરવાદોનો વરસાદ વરસાવેલ છે. **શાહેનશાહી** યાકુતિનો યુરોપીયન લોકો પણ ઉપયોગ કરવા લાગ્યા છે, તેનું કારણ એટલુંજ છે કે એ ગોળીઓમાં ઘણી ચમતકારી દેશી વનસ્પતિઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે. તેમાં પારાનો કે કોઇ ધાતુનો બીલકુલ ઉપયોગ

કરવામાં આવતો નથી. તે માત્ર વનસ્પતિઓજ બનાવટ છે, તેથી તે ઉપર કોઇપણ જાતની ખાસ પરેજી રાખવાની પણ જરૂર રહેતી નથી. એ યાકુતીનો જો તમો ઉપયોગ કરશો તો ઉપરના કોઇપણ દરદથી તમને પીડાવાનો વખત આવશે નહી. **શાહેનશાહી** યાકુતિનું સેવન શરૂઆતમાં પેટ સાફ લાવે છે, પછી પાચન શક્તિ સુધારે છે. પછી લોહીને સુધારેછે અને વધારેછે તથા તેપછી વીર્યને સુધારી જીવનનાં દરેક તત્વોમાં ટકાઉપણું દાખલ કરેછે. બદફેલીથી બગડી ગએલે પોતાના જુવાન છોકરાઓને **શાહેનશાહી** યાકુતિનાં સેવનથી સારા થએલા જાઇ ઘણાં માબાંપો રાજી થયા છે **સહેનશાહી** યાકુતિ કંઇ સાધારણ ચલણી દવા નથી. એતો અસાધારણ દૈવી દવાછે, જે જે ઠેકાણે બીજી ઘણી ઘણી દવાઓ નિષ્ફળ નીવડીછે ત્યાં ત્યાં **શાહેનશાહી** યાકુતિએ ફતેહ મેળવી છે. ધાર્યું કામ કરનાર **શાહેનશાહી** યાકુતિની જગા ઉપર બેસી શકે એવી કોઇપણ દવા હજુ સુધી અજવાળામાં આવવા પામી નથી. **શાહેનશાહી** યાકુતિ આરોગ્ય આપવાની સાથે તેને ટકાવી પણ રાખેછે. આરોગ્ય, કાંતિ, દરેક ઇન્દ્રિયના બળનો વધારો, વિર્યને પુષ્ટિ, લાંબુ આયુષ અને યાદ શકિતનો વધારો કરવો, લોહીનાં ઓછાં થવાથી તથા બગાડથી થયેલો ફીકોચહેરો સુધારવો, પાચનશકિત વધારવી દસ્તની અટકાયત દુર કરવી, ચકરી કળતર અને હરકોઇ જાતની નબળાઈ દુર કરવી, માથાનો દુખાવો નાબુદ કરવો તથા ધાતુ બગાડથી તથા સ્રાવથી ઉપજતાં અનેક દરદનો નાશ કરવો એ **શાહેનશાહી** યાકુતિની પ્રતીજ્ઞા છે. એ યાકુતીની કીમત પણ ભારે નથી **ચાલીસ ગોળીઓની ડબી એકના રૂપીઆ દશ.** સામટી ડબી ખરીદનારને ઉમદા ભેટનો પણ લાભ મળે છે.



# પુરૂષનું વીર્ય કેમ બગડે છે?

## તથા

# પુરૂષ નપુંસક શથિતિમાં કેમ આવી પડે છે?



યોગ્ય ઉમરે સ્ત્રી નહિ મલવાથી અથવા તો ખરાબ સંગતને લીધે કુટેવ પાડવાથી વીર્યને જે રસ્તે, રસ્તો આપવો જોઇએ તે રસ્તે નહિ આપતાં તેને હસ્તક્રિયા અથવા હાથરસથી બહાર કાઢવામાં આવવાથી, તરતની જાવાનીમાં ધાતુને બહાર કાઢી નાખવાથી, ખાવા-પીવાની અને ઉંઘવાની ટેવની માફક ભોગવિલાસની ટેવ રાખવાથી, સ્વપ્નામાં કે પેસાબમાં અથવા એમને એમ વગરઇચ્છાએ ધાતુનાજવાથી, વખતવિના સ્ત્રીસંગથી, હદથી જાદે સ્ત્રીસંગ કરવાથી, અતી કસરત કરવાથી, નહિ સદતા પદાર્થના સેવનથી, સૃષ્ટિવિરૂદ્ધ વર્તનથી, લુખા, કડવા, ખારા અને ખાટા પદાર્થના સેવનથી, ધડપમથી, ચીંતાથી, ભયથી, ક્રોધથી, અને વ્યાધીથી પુરૂષનું વીર્ય બગડેછે. વીર્ય બહાર નીકળતી વખત બલતરા થાય અથવા બરતું બરતું બહાર નીકળે અથવા નાડીથી મળેલું બહાર નીકળે અથવા નીકળતી વખતે પીડા ઉપજાવે તે વીર્ય બગડેલું ગણાયછે અને વીર્ય બગડવાથી માણસ નપુંશક થાય છે. નપુંશક થાયછે એટલે મનમા સ્ત્રીસંગની ઇચ્છા છતાં પણ કમતાકાતને લીધે પુરૂષ સ્ત્રીપાસે જઇ શકતે નથી અથવા કોઇ દીવસજ જઇ શકે છે સ્ત્રીસંગવખતે દમ ભરાઇ આવવો, પસીનો વરવો તથા નબળું પડી

જવું એ નપુંશક થવાની નીશાની છે. બગડેલા વીર્યને સુધારવાને અને નપુંશકપણાને મટાડવાને **શહેનશાહી યાકુતિ** એ એકજ ઇલાજ છે. એ યાકુતી કેવલ વનસ્પતિમાંથીજ બનાવવામાં આવેછે. મરદો તેમજ ઓરતોના તરેહવાર જાતના ભેદ ન સમજાય તેવા મરજોનો નાશ કરવા માટે એ યાકુતી હરીફાઈ વગરનો એક અમૂલ્ય ઉપાય ઠરી ચુકયો છે. તેના ઘણા ઉંચા ગુણોને લીધે સરજન, વિદ્વાન ડાકટરો, વખણાયલા વઇદયો અને વિશ્વાસપાત્ર ગૃહસ્થો તરફથી અમને **વીશેષ હજારો કરતાં પણ ઘણા વધારે** સરટીફીકેટો મળ્યાં છે. સ્ત્રીઓ તેમજ મરદોને ઘણી જુવાન વયે યા ઉમરે આવ્યા પછી જે ઘડી ઘડી વગર ઇચ્છાએ ધાતુ જાય છે તેવાં દરદોમાં આ દવા બહુ ફતેહ પામી છે. સંસાર ભોગવવાને અશકત થએલા પુરૂષોને માટે એ દવા એક આશીરવાદ રૂપ છે. ધાતુ સ્ત્રાવથી ઉપજતી કપ કઉવતી અને નબલાઇ તથા કામોતેજક ભાગોનુ અશકતપણું વગેરે દરદો ઉપર એ યાકુતી ઘણી જલ્દી અસર કરે છે. **વળી:-શહેનશાહી યાકુતિ** ટોનીક યાને આખા શરીરને તાકાત કે શકિત આપવાને માટે બહુ અસરકારક નીવડીછે. **શહેનશાહી યાકુતિમાં** રહેલા ઉમદા ગુણોને લીધે તેનાથી મળેલી અને મલતી જતી ફતેહથી સિદ્ધ થઇ ચુકયું છે કે તાવ આવી ગયા પછી, પેટ-ઝાડો આવ્યા પછી યા કોઇબી રીતે શરીરમાંથી લોહી અથવા ધાતુ જવાથી યા બીજાં કોઇબી નબલાં કરી નાખતાં દરદોપછી જે અતિશય નબળાઇ જણાય છે, ચાલ હાલ કરવામાં તાકાત રહેતી નથી, સહજ ચાલહાલ કર્યા પછી યા બોલવા પછી હાંફ અને ફેર આવી જાયછે, કવખતે બાલ સફેદ થઇ જાય છે અને ટુંકામાં જુવાન માણસ જઇફ જેવો જણાયછે,

તેવાં દરદોમાં શાહેનશાહી યાકુતિ ન પુછે એવી અસર કરે છે. એ યાકુતિ થોડા દિવસ ચાલુ રાખવાથી લોહીમાં વધારો થાય છે, આંગમાં બેમાલુમ રીતે પાછું કઉવત—જોર—શક્તિ પ્રગટી નીકળેછે, થાક લાગતો નથી, બગડી ગયેલી પાચનશક્તિમાં સુધારો થાયછે અને નાતવાની દુર થઇ રંગરૂપમાં અજાયબ જેવો ફેરફાર થાયછે. અતિશય અભ્યાસ કરવાથી વિદ્યાર્થીઓનાં ખાલી પડી ગએલાં ભેજાં અને નબળી પડી ગયેલી યા તદન ગુમ થયેલી યાદશક્તિને તાજી કરેછે, ગફલતથી, નાદાનવયની કુટેવ-થી અથવા અતિ વ્યભિચારથી આવેલી કમતાકાત અને ગુમ થયેલ મર-દાઇતત્વ શાહેનશાહી યાકુતિનાં સેવનથી પાછું આવેછે. ધાતુનો બગાડ થયે તેનું વહેવું થયા કરવું, સહેજબી કંઇ લંપટી વિચાર આવ-વાથી વીર્યપાત થવો તથા ધાતુક્ષય વગેરે કારણથી થતી દરેક જાતની નબળાઇમાં એ યાકુતીનાં પરિણામે પુરતો સંતોષ આપ્યો છે. લોહીના બગાડથી, ચાલુ તાપ રહેવાથી, લોહી યા આમ ગયા કરવાથી, કોઠાની ચાલુ કબજીઆત રહેવાથી યા એવા બીજાં કારણોથી જયારે નપુંસકતા જેવું કાંઇબી જણાતું હોય ત્યારે શાહેનશાહી યાકુતિનો ઉપયોગ કરવો એ વધારે સહીસલામત ભરેલું છે. ધાતુનો થોડો યા ઘણો થતો સ્રાવ અને તેથી ઉપજતી નબળાઇ, કામોતેજક ભાગોનું થોડા વખતનું યા લાંબા વખતનું અશક્ત પણું શાહેનશાહી યાકુતિમાંથી એકદમ દુર દુર નાસે છે. એ યાકુતીમાં બગડેલાં લોહીને સાફ કરવાનો, જ્ઞાન-તંતુઓનુ બળ વધારવાનો અને પાચનક્રિયાને મદદ કરી સારી ભુખ લગાડવાનો ઉમદા ગુણ રહેલોછે. વળી યાકુતીમાં મગજની તેમજ શરી-રની એ બન્ને જાતની થાકને દુર કરવાનો ગુણ હોવાથી એ યાકુતીનુ સેવન કરનારા વગરથાકે કામ કરી શકે છે. કામકાજ કરવાની નાખુશી, મન તથાં તનનુ આળશ, માથાંનો સખત દુખાવો, કમરનું દુખવું, પાચન શક્તિનો બગાડો, સ્રીઓને દસ્તાનનું તદન બંધ થઇ જવું,

યાતો દુખારો થઇને બેસુમાર જવું, ધાતુનું જવું વગેરે ઘણાં સંતાપ-જનક દરદોનું છેવટ લાવવા **શાહેનશાહી યાકુતિ**નુ સેવન કરવા મજ-બુત ભલામણ કરવામાં આવે છે. કરણ કે પાચનશકિતનો વધારો કરવો બદનની અંદર લોહીનુ બરોબર રીતનુ ફરવું, ઓરત જાતનુ દસ્તાનનું રીતસર જવુ, બદનના જુદા જુદા ભાગોને જોઇતી મજબુતી આપવી વગેરે સર્વે કામોમાં **શાહેનશાહી યાકુતિ** વાજબી વખાણ પામેલી છે. વળી ઘણા જુના વખતમાં પ્રમેહ, પ્રદર, ચકરી, વાઈ વગેરે દરદોને પણ એ યાકુતી તરત નાબુદ કરે છે.

**શાહેનશાહી યાકુતિ**—અકેક સવાર સાંજ જમ્યાપછી દુધની સાથે લેવાયછે ને તેઉપર કોઇપણ જાતની પરહેજી રાખવી પડતી નથી. કમતીમાં કમતી એક ડબી પુરતી રીતે ફાયદા કારક જણાયછે.

આ યાકુતીનો વપરાસ કેવળ હિંદુસ્તાનમાંજ નહી પણ બહારના દુર દેશાવરોમાં પણ દિનપરદિન બહોળા વિસ્તારમાં થતો જાયછે. વીર્ય ની વૃદ્ધિ કરવામાં, ખરૂં પુરૂષત્વ આપવામાં અને સ્ત્રીઓના ગરભાશય સુધારવામાં આ યાકુતી એક આબાદ ઇલાજ છે.

એ દવાના સેવનથી મનુષ્ય દરદમાત્રથી દુર રહી શકેછે અને લાંબું આયુષ ભોગવે છે. તેથીજ દરેક મનુષ્યને એ યાકુતિનો ઉપયોગ કરવા અરજ સાથે આગ્રહ કરવામાં આવે છે.

**કીમત—ગોળી ચાલીસની ડબી એકના રૂપીઆ દશ.**

પોસ્ટેજ જુદું.

જેઓને જોઇએ તેમણે નીચે લખેલા સરનામે લખી જણાવવું.

**❦ વૈદ્ય શાસ્ત્રી દયાશંકર હિરજીભાઇ, ❦**

જોડીઆ બજાર,—**કરાચી.**

# મનુષ્યનું દિર્ઘાયુષ

અને

# અમૂલ્ય રત્ન.



આ અમુલ્ય રત્નનો જો કોઇ માણુસ શ્રદ્ધાથી પાઠ કરશે તે આરોગ્ય, યશ, આનંદ, ધનધાન્ય અને ઉતમ પુત્ર પરીવારની પ્રાપ્તિ થાય છે.

૧ જે આત્માના બંધનમોક્ષની વાતો આપણે કરીએ છીએ તે બંધનમોક્ષનો આધાર તન અને મનનાપર છે.

૨ તન અને મનનો નીત્ય સબંધ હોય છે, પરસ્પરકે આશ્રય વિના તેની ઉન્તી અશકય છે.

૩ શરીરશુદ્ધિ—નિરોગતા, અને મનશુદ્ધિ—સદ્દર્તન એ બને આત્માના પ્રધાન છે.

૪ લખી રાખવું કે તનમનની શુદ્ધિ વા અશુદ્ધિનો પોષણના પદાર્થ ઉપર વિશેય આધાર રહે છે.

૫ શરીર, મન આત્માની ઉન્નતિ માટે શુદ્ધ અને સાદા ખોરાકની જરૂર છે.

૬ વ્યાધી એ શરીરના અપરાધની શીક્ષાછે, અને શરીરના અપરાધની શીક્ષા શરીરનેજ થવી જોઇએ.

૭ બીજા અપરાધને માટે દંડ, જેલ, ફટકા અને ફાંસીની સજા છે, અને શરીરના અપરાધને માટે વ્યાધી, ડાકટરોની ફી, પથારી અને અકાલે મૃત્યુ છે.

૮ જેવી રીતે આપણા ગુણદોષ સ્થુલ શરીર સાથેછે તેવાજ ગુણદોષ સુક્ષ્મ શરીર—મન સાથે રહે છે.

૯ આપણી ભુલને માટે કુદરત રોગ મોકલેછે, અને તેને ધીરજથી ભોગવી પ્રથમ ભુલ સુધારવી જોઇએ.

૧૦ લખી રાખવું કે આપણો રોગ આપણી વા આપણાં માબાપની ભુલેનાં કડવાં ફળ છે.

૧૧ આપણા શારીરિક અને માનસીક રોગ વા વિકારોનો હીસ્સો આપણા બચ્ચાને મલેછે.

૧૨ રોગી અને દુરાચારી માબાપ નિરોગી અને સદાચારી બાલકને જનમ દેવા લાયક નથી.

૧૩ કપડાલત્તાથી ભરપુર રોગી બાલક ધુડને સણુગરવાથી જરા પણ વધારે ઉપયોગી નથી.

૧૪ બ્રહ્મચર્ય તે શરીરરૂપી મકાનની જડ છે અને 'બાળલગ્ન' તે મકાનને નષ્ટ ભ્રષ્ટ કરે છે.

૧૫ પંચકેશ રાખવા તે કાંઇ 'બ્રહ્મચર્ય' કહેવાતુ નથી, વીર્યની રક્ષા કરવી તેનું નામ બ્રહ્મચર્ય કહેવાય છે.

૧૬ વીર્ય બાબત જે માણસ જમા ઉધારનો હીસાબ રાખતો નથી તે માણુસ ચોકસ દીવાળું કાઢેછે.

૧૭ આંપણા બધા આચાર દેખાવ માટે નથી પણ આરોગ્યતા માટે પાલન કરવા જોઇએ.

૧૮ ઇંદ્રીઓને ખરાબ ટેવ પડી હોય તે ટેવ જતી નથી તે માટે તેનાથી સાવચેત રહેવું.

૧૯ ધ્યાનમાં રાખવું કે વ્યાધીથી ઉટ વઇદોની દવા નુકશાન કારક છે.

૨૦ શરીરમાં થવાના પરિવરતનને જોવા માટે કૂદરતે આપણુને આંખ્યો અને ત્વચારૂપ દર્પણ આપેલ છે.

૨૧ મળમુત્ર વગેરેને વારમવાર રોકવાથી અનેક વ્યાધીઓ પેદા થાય છે, તે આપ સમજો છો.

૨૨ શરીરને હમેશાં સ્વછ રાખવું એ આરોગ્યતાનું નિધાન છે.

૨૩ આપણા ભોજનગ્રૃહમાં લખી રાખવુ કે, નીયમસર ચાવીને ખાવું તે તન્દુરસ્તીની કુચી છે.

૨૪ બીજુ લખી રાખવુ કે સાદા અને સાત્વીક ખોરાક તે તન્દુ-રસ્તીની બીજી કુચી છે.

૨૫ હરહમેશ ધ્યાનમાં રાખવુ કે શુદ્ધવાયુ, શુદ્ધજળ, પ્રકાશ અને સ્વચ્છતા તે ઉત્તમ જીવન સમજવું.

૨૬ જે માણુસ ભે જનના ઠામપર બેસી વધારે જમવામાં પોતાની બહાદુરી સમજે છે તે પોતાના હાથેજ પોતાનુ ખુન કરે છે.

૨૭ ગરમ પદાર્થ ખાવાથી જેટલી હાની થાય છે તેથી વિશેષ જલ્દી ખાવાથી હાની થાયછે.

૨૮ જમવાનો ટાઇમ થાય તે તેનો સમય નથી, પણ જયારે ભુખ લાગે ત્યારે સમય લેખાય છે.

૨૯ જમવા બેસતી વખતે આપણે પેટની સલાહ લેવી જોઇએ, પણ જીભની સલાહની જરૂર નથી.

૩૦ લખી રાખવુ કે આપણી વ્યાધી આપણાં બગડેલા પેટમાંથી ઉત્પન થાય છે.

૩૧ ધ્યાનમાં રાખવું કે વીર્ય સબંધી અનેક વિકાર બગડી ગયેલી પાચનશક્તિનુ કારણ છે.

૩૨ આપણી નોટ બુકમાં લખી રાખવું કે જો ઇન્દ્રો અપરાધ કરતી હોય તો તે ઇન્દ્રીને કુદરત શીક્ષા કરે છે.

૩૩ લખી રાખો કે **સહેનશાહી યાકુતિ** ગયેલી જુવાની પાછી લાવી આપે છે તે તેની પ્રતિજ્ઞા છે.

૩૪ શરીરનું યંત્ર ચુલાને આધીન છે, તે માટે ચુલાને-હોજરીનું હમેશા ધ્યાન રાંખવું.

૩૫ તમોને ખબર નહોય તો હવેથી સમજજો કે બગડેલા દાંતથી પણ તમારી પાચન ક્રીયામાં બગાડ થાય છે.

૩૬ તમને ખબર ન હોય તો હવેથી સમજજો કે મોઢુ ઢાંકી સુવું તે હલકુ વીષ ખાવા બરોબર છે.



**વૈદ્ય શાસ્ત્રી દયાશંકર હીરજીભાઈ.**

જોડીઆ બજાર,—કરાચી







# રશિક શાસ્ત્ર.



જીંદગી પાણીના રેલાસમાન વહી ચાલી, તંદુરસ્તી લગભગ સઘળી જતી રહી, શરીર સઘળું રોગી બની ગયું, સધારણ સમજશકિત પણ ઓછી થવા લાગી, શરીરમાં તાકાતતો બીલકુલ રહીજ નહિ, નામર્દી પણ ધીમે ધીમે જણાવા લાગી અને ધીમે ધીમે જુવાની બધી ઝમક અને તેજ ગુમ થવા લાગ્યું આ બધું શાથી થયુ? વાંચનાર! વિચાર કરકે આ કયા પાપનુ પરિણામ હોવું જોઇએ? એવાં તે કેવાં બી રોપ્યાં હશે કે તેનાં ફળ આવાં આવ્યાં અને એવી તે કેવી મુર્ખાઇ કીધેલી હોવી જોઇએ કે જેનો આવો બદલો મળ્યો. આવાં તંદુરસ્ત, નિરોગી શરીરની ટુંક ઉમરમાં આમ ધુળધાણી કરી નાખનાર કોણ અને કેવો શતરૂ હોવો જોઇએ? એવું તે કેવું ઘાતેલ. ઝેરી હથીયાર હોવું જોઇએ, કે જે માણસની જીંદગીના રોપાને જડમુળથીજ સાબુત કાપી મુકી હમેશનો નિર્બળ કરી આખરે તેને કરમાવી મારી નાખે છે.

માણસ એક એવું ઉધરતું ઝાડ છે કે જેને સારાં તેમજ નઠારાં ફળો પણ આવી શકે છે. સારાં ફળો ન આવવાનું કુદરતી કારણ તેના

---

મુળમાં સડો પેસવાનુ છે; પણ એવી તે સડાવી નાખનારી સી ચીજ હશે કે જેથી તે કીરતારે ઉત્પન કરેલાં અનેક અસંખ્ય ઝાડોમાંના આ ઉમદા શરેષ્ઠ ઝાડપર મનગમતાં ફળો આવી શકતાં નથી? માણસ એવા તે કેવા અંધાપાએ પહોંચ્યો હશે કે જેથી તે પોતાનુજ હીત જોઇ ન શકયો?

આ સઘળુ વાંચી, વાંચનાર કોઇ ભળતી બાજુએ દોરવાઇ ન જાય, તેમાટે પહેલેથી જણાવવુ જોઇએ કે તે પાપ, તે બીજની વાવણી, તે મુરખાઇ તે શતરૂ, તે ઝેરી હથીયાર અને તે અંધાપો એ સઘળુ કાંઇજ નહિ પણ કેવળ અજ્ઞાન પણુછે; અને તે અજ્ઞાનપણુ 'શામકશાસ્ત્ર' સબંધી છે. અજ્ઞાન લોકો રશિકશાસ્ત્રનો અર્થ ઘણોજ બહુંદો અને અવિચારી કરે છે. આવી રીતની કમસમજને લીધે ધર્મની નિતી અને વ્યવહારિક નિતીમાં અનેક જાતનાં નુકશાનો નજરે આવવાને લીધેતે શાસ્ત્રસબંધી કાંઇપણ બોલવુ એસામાન્ય પ્રજાની ખફગી ખેંચી લેવા જેવુ થઇ પડયુછે. તે શરવશકિતમાન સાહેબે મનુષ્યજાતને પશુઓના કરતાં ઉંચી પંકિતપર મેલી છે: કારણ માણસ પોતે ખરૂ ખોટુ શમજી શકેછે અને પોતાના મનના વિકાર એટલે મનના જુસ્સાઓને કાબુમાં રાખી શકે પણ પશુઓમાં એટલું સમજવાની શકિત હોતી નથી. હવે માણસજાતને આટલા અઢિયાતી પંકતિપર મુકયાછતાં જયારે તે પોતાની સામાન્ય મનશકિતનો સાધારણ ઉપયોગ ન કરી પોતાના મનોવિકારને કાબુમાં રાખી શકતો નથી ત્યારે તેને પશુંની પંકિતમાં

---

મેલ્લવો, એ કોઇ પણ રીતે ખોટું કહેવાશે નહિ. આવાં પશુની પંક્તિમાં આવી પડેલાં વ્યભિચારી માણસોએ પોતે પાયમાલ થવાની અને વગોવાવાની સાથે રસીકસાસ્ત્ર પણ પાયમાલ કર્યું અને વગોવ્યું પણ આપણી કેવડી મોટી ભૂલ થાય છે? આવાં વ્યભિચારી મનુષ્યે અને રસીકસાસ્ત્રને કોઇ પણ જાતનો સબંધ ન છતાં, તેવા મનુષ્યના દોષથી આપણે રસીકસસ્ત્રનો તિરસ્કાર કર્યો જેવું થયું. એતો ખાબોચિયાનું ગંદું પાણી પીતાં શરીર બગડવાથી નિર્મળ સરોવરને નિંદવા જેવું અને બાવળના ઝાડ નીચે જતાં કાટાં વાગવાથી ખુશબોદાર મોગરાના છોડને વખોડવા જેવું થયું. આ મેટામાં મોટી ખોટી અને બેવકુફાઇભરી રીતછે. તેમજ વ્યભીચારી માણુસોના સબંધમાં બનતાં અનહદ નુકશાનો દેખી રસીક સાસ્ત્ર તરફ અવિશ્વાસ અને અણ ગમાની નજરથી જોવું, એ પણ એટલુંજ ખોટું અને બેવકુફાઇ ભર્યું છે. એક ઉત્તમ અને ઉપયોગી ચીજને ખરો ઉપયોગ ન કરતાં તેને તમે જો આડે માર્ગે વાપરશો. અને તેમ કરતાં ખ.ત્તા પામશો, તો તેમાં વાંક તમારો છે અને નહિ કે તે ચીજનો. રસીકસાસ્ત્ર અને વ્યભિચારી પણું એ એક એકથી તદન ઉલટા, યાને એકએકનો દુસ્મન છે. જયારે પહેલાથી આપણા શરીરનું યોગ્ય રક્ષણ થઇ તે આપણને નીતિના રસ્તા પર રાખે છે, ત્યારે બીજાથી આપણું નખોદ વળી તે આપણને અનીતિના રસ્તાપર હાંકી કહાડે છે. આથી ખુલ્લી રીતે ચેતવવામાં આવેછે કે આપણા શરીરનો બાંધો જાલવવાને અને તેને વધારવાને

---

વ્હાલા સાહેબ તમારી શહેનશાહી ચાકુતી મને મોટી મદદગાર નીવડી છે હું ચાહું છું કે તેનો ઘણોજ ફેલાવો થાય.

હીરાભાઇ જીવાભાઇ,

વલસાડ.

રસીકસાસ્ત્રના નિયમોનું જ્ઞાન મેલવવુ અને તે નીયમોને અનુસરી વર્તવું. એ દરેક મનુષ્યની મોટામાં મોટી ફરજ છે. માણસ જાતને જે વિષયની પૂરતી જરૂર છે તે વિષયને લગતી એવી કોઈપણ કેળાવણી અપાતી નથી, કે જેથી તે વીષે કાંઇપણ સુચના થઇ શકે, એટલુંજ નહિ પણ વિષય વિષે જરા ઈસારો પણ થઇ શકતો નથી, એમ મનાતું હોવાથી માણસ પોતાની મોટમાં મોટી ફરજથી બે ખબર રહી તેથી ઉલ્ટું વરતે છે, અને તેથી અનેક જાતનાં મનનાં તેમજ તનનાં દુઃખમાં ફસી પડે છે. રસીકસાસ્ત્રના નિયમોના અજ્ઞાન પણાથી આવી પડતાં ભયંકર દુઃખોનુ બારીક વિવેચન પરણેલાને તેમજ વગર પરણેલાને, જુવનને તેમજ બાલકને, અને પુરૂષને તેમજ સ્ત્રીને, બહુજ જરૂરનું છે. રસીકસાસ્ત્રના નિયમોનું જ્ઞાન અને તેને અનુસરતાં કામોથી શરીર સુખકારી રહેછે, પણ તે નિયમોનું ઉલ્લંઘન તે રોગ અને દુઃખનુ બીજ છે. રસીકસાસ્ત્રના નિયમો, એ કુદરતના નિયમો અથવા ખુલ્લુ કહીએ તો મનની નીતિના નિયમો છે. આમ છતાં બીજી ઘણી બાબતોમાં સંભાલથી વરતવું અને રસીકસાસ્ત્રના નિયમો કે જે સવથી વધારે ઉપયોગની બાબત છે તેમાં બેદરકાર રહેવું, તેના કરતાં બીજી કઇ બાબત વધારે દુઃખ ઉપજાવ નારી છે? દિવસ અસ્ત થયાપછી જેમ રાત્રીનું આવવું નિશ્ચીતજ છે તેમ કુદરતના નિયમોનુ ઉલ્લંઘન કર્યા પછી દુઃખ આવવું, પણ નિશ્ચીતજ છે. આ અગત્યની બાબત પર જાણી જોઇને અથવા તો અજાણતા ધ્યાન નહિ આંપવાને લીધે વખતો

વખત ઘણાં ધાસ્તી ભર્યાં પરિણામો આપણી નજરે પડે છે, કારણકે કુદરત નાની સરખી ભુલમાં પણ અખાડા કરતી નથી; માટે કુદરતના કાયદાને માન આપવું અને તનમનની આબાદી મેલવવી એ દરેક મનુષ્યની ફરજ છે.

પોતાનું શરીર ખુબસુરત અને મજબુત બાંધાનું જોવાની દરેક ઇનસાનને ઇચ્છા હોયછે અને તે ઇચ્છાનું ફળ કુદરતના કાયદાના જ્ઞાનથીઅને તે તરફ માનની લાગણી બતાવવાથીજ પ્રાપ્ત થાય છે. જે વાતને કુદરત પોતે ખુલ્લી મુકવા માગે છે અને જે વાતને દરેક ભાષામાં ઉમદા શાસ્ત્રો જાહેર કરે છે, તે વાત ખુલ્લી મુકવામાં અને તે સંબંધી જ્ઞાન આપણા બાલકોને આપવામાં આપણે ખોટું શરમાલ પણું રાખીએ, એ આપણી ભુલ નહિ તો બીજું શું? કુદરતે ઉમદા હેતુને માટે આપેલી શકિતનો ગેરઉપયોગ કરી તેની (શકિતની) તાકાત કમતી કરવી અને પાછલથી ઉપાય નથઇ શકે એવા મોટા પસ્તાવામાં પડવું. એ બહુજ અફસોસકારક વાત છે.

કુદરત દરેક કાયદાનું જેટલેઅંસે ઉલ્લંઘન થાયછે, તેટલા પ્રમાણમાં ઉલ્લંઘન કરનાર કુદરતની શિક્ષાને સજાવાર થાયછે. આવા કુદરતી નિયમો ઘણા છે પરંતુ તે સઘલાપર થોડે ઘણે અંસે ટીકા કર્યા પહેલાં, જે બાબત અતિ અગત્યની છે તેઉપર વાંચનારનું પહેલાં ધ્યાન ખેંચવાથી, સારી અસર થશે.

પુરૂષ જ્યારે લગભત સત્તર વર્ષની ઉમરનો થાયછે ત્યારે પ્રજાની ઉત્પત્તિ લાયક વીર્ય તેનામાં ઉત્પન્ન થાય છે.

---

આવીર્યં યોગ્ય ઉમ્મરે નહિ પરણવાથી અથવાતો ખરાબ સંગત નેલીધે કુટેવ પડયાથી, જે રસ્તે તેને માર્ગ આપવો જોઇએ તે રસ્તે આરગ નહિ આપતાં કેટલાએક ઉગતા જુવાનીઆઓ તેને માટે હાથ રચના ગુન્હા કરે છે. માણુસ જાતની બનાવટ ઘણી અજાયબી ભરેલી છે તેમાં પણ સઘળા અવયવોમાં જરા પણ હરકતથી જલદી બગડી જાય, એવી ચોકકસ, મનુષ્યનો વધારો કરનારી ઇંદ્રિ (generative organ) નો વાજબી ઉપયોગ કરવાને બદલે ઉપર બતાવેલ હાની-કારક કુટેવથી તેની શકિતને તોડી નાખીને પાયમાલ થતાં ઘણાં મનુષ્યો આપણી નજરે આવે છે, જેના ઝેરી અને નાશકારક સપાટા-માં દરેક દેશના જુવાનીઆઓ આવી પડે છે, તે કુટેવનું નીચ કર્મ સઘળા દુર્ગુણોમાં સૌથી વધારે ભયંકર દુર્ગુણ છે અને મોટામાં મોટું પાપ પણ એજ છે, ઠગાઇ કરવી, ધુતારા થવું, લુંટી ખાવું, ખુન કરવાં, છાકટા બનવું, જુગાર ખેલવો અને એવાજ બીજા ભયંકર દુર્ગુણોના ભયંકર પરિણામો કરતાં પણ એ નીચ કુટેવનું પરિણામ ઘણુંજ વધારે ભયંકર અને દુઃખકારક તેમજ હાનિકારક છે. શરીરમાં ઉપ્તન થતા અનેક રોગો એકઠા થાય અને તેનું જે ભય-કર પરિણામ આવે તે, તે કુટેવના ભયકર પરિણામની સાથે સર-ખાવતાં તેનો સોમો (one hundredth) ભાગ પણ નથી. આખી દુનિયાના સઘળા જુવાન પુરૂષોમાં ઘણી ઝડપથી ફેલાતો આ દુર્ગુણ, ધુતમન્તાતમથી, મંત્રજંત્રથી, અને એવા બીજા લાખો ઉપાયોથી પણ નીકળી ન શકે એવી ઝેરી અસર શરીરમાં દાખલ કરે છે.

---

વઈદ સાસ્ત્રી, તમારી પ્રખ્યાત શાહેનશાહી ચાકુતીની ડબી નાં. ચાર ટપાલ રસ્તે મોકલાવવા મહેરબાની કરશો.

અબદુલ લતીફ જમાલ,

રંગુન.

આ ભયંકર દુર્ગુણ ખીલતા ગુલાબી ગાલોને ફીકકા કરી નાખેછે, શરિરને સત્વ વગરનું કરી મુકેછે. પાચન શકિતને ઓછી કરેછે, જીંદગીને ખુબસુરતીને છીનવી લેછે, પેસાબના અનેક રોગોને જન્મ આપેછે, પેસાબનો વધારો કરેછે, દસ્તની કબજીયત કરે છે અને ખોરાકપર અરૂચિ પેદા કરે છે.

એ કુટેવથી પેટમાં ચુંક આવેછે, દાંત સડી જાયછે, વાળ ભુરા થઈ જાયછે, શરીર પીળું પડી જાયછે, આંખો ઉંડી ઉતરી જાયછે, દિલગીરી રહ્યાકરેછે, ચહેરો લેવાઇ ગયા જેવો થઇ જાયછે, અને સારી રીતે ભુખ લાગતીનથી તથા ખાધાથી જોઈએ તેવી તૃપ્તિ થતી નથી એટલે ધરવ આવતો નથી. સંધિવાનું દરદ. પગની નબલાઇ, હરવા ફરવામાં અશક્તિ અને શેરીરના અવયવોનું સુન મારી જવું વગેરે ઘણાં ભયંકર દર્દો, એ કુટેવનાં પરિણામ છે. એ કુટેવની આદતમાં પડેલો કમનશીબ પુરૂષ તેમાંથી છુટો થવા માગે તોપણ થઇ શકતો નથી. કદાચ થોડા વખતને માટે એમ બનેછે, તો પણ પાછો તરતજ તે, તે ટેવમાં આવી પડેછે. ગરીબ બીચારો! કુટેવનો ભોગ થઇ પડેલું માણસ પેતાના વિચારોને સ્થિર રાખી શકતું નથી. તેની દષ્ટિ મંદ પડી જાયછે, કાન બહેર મારી જાયછે, ટુંકામાં સઘળી ઇંદ્રિયો જુઠી બની જાયછે, અવાજમાંથી મરદાઇ નીકળી જાયછે, અને પુરૂષ નગળો, ખોખરો, ભાંગો તુટો તથા રડતી સુરતજેવો બની જાયછે. કમબખ્તીથી ઘેરાયેલો તે પુરૂષ હંમેશ પોતાના જીંદગીપર વિચાર કરેછે, તેથી તેનો સ્વભાવ ચીડીયલ થઇ

મહેરબાન સાહેબ, આપના ધ્યાન ઉપર મુકવા માગું છું કે તમારી શાહેનશાહી ચાકુતી ધાતુપાતને એકદમ બંધ કરે છે તે માટે ડબી નાં. બે જલ્દી મોકલાવશો.

જોશી પરસોતમ દયાલ,

જામખંભાળીયા.

જાયછે, તેના દીલમાંથી સઘળી આશા ગોયા નાબુદ થઇ ભંગ થઇ જાયછે, વધુ અને વધુ વીર્યનું જવું હમેશાં જારી રહેછે અને છેવટ તેનું મન તથા શરીર અત્યંત નિર્બલ અને નકામું થઇ પડેછે આવો દર્દી જડબુદ્ધિનો એટલે ઇડીયટ બનતો જાયછે, ઘેલો થઇ જાયછે અને છેવટ આપઘાત પણ કરેછે. આ કુટેવમાં પડેલાં માણસો ઠીંગણા થઇ જાયછે, તેમને ઘડપણ પણ જલદીથી આવેછે અને અશક્તિ તેમનાપર એકદમ ગલબો કરેછે. વાઇ, ફેફરૂં, આંચકી, શરીરનું તણાવું અને અવયવોનું ટુંકા થઇ જવું એ સઘળું આ ખાને ખરાબીનું પરિણામ છે. સાંધાઓનું પતલાપણું, આંખે અંધારાં આવવાં, નજરનું ટુંકાપણું, વાળનું ખરી પડવું, માથામાં પીડા, નાહિમતપણું, લાંબો વખત સુધી ઉભારહેવામાં અને બેસી રહેવામાં અશકતતા, સવારના બીછાનું છોડવામાં કાંઇ અજબ કંટાળો અને કોઇપણ મન તેમજ તનના કામનો અણગમો, એ સઘળુંએ કુટેવનાં પરિણામની નિશાની છે. આવા માણસોના હાથ હમેશાં ઠંડા અને ભીના રહેછે અને એ વીર્યના ઘણા ખાલી થવાની નિશાની છે.

ખરાબ સોબત એ કુટેવનો શિક્ષક છે. ઘણુ કરીને ઘણા નફટ નોકરો, ગરીબ નાનાં બાળકોને એ કુટેવ લાગુ કરેછે અને પછી તે ટેવનાં ભયંકર પરિણામોવિષે ચેતવણી આપવાને તેને કોઇ મલતુ નથી એટલે તેઓ તે ટેવમાં ચાલુ રહેછે. હલકા પ્રકારના નાવેલો અને વાર્તાઓ વાંચવાથી પણ આ કુટેવ લાગુ પડેછે.

---

વ્હાલા સાહેબ, આપની શાહેનશાહી ચાકુતીનો વારમ્વાર ઉપયોગ કરૂં છું અને તેનાથી મને સારો ફાયદો થયો છે માટે તમારી યાકુતીને હું ધન્યવાદ આપું છું.

આદમઅલી સુલતાનઅલી,

સુરત.

એક વખત અમુક બાળકને આપણે ઘણું ચંચળ અને ક્રિયાશીલ ધારણ-શક્તિવાળું જોઇએ છીએ અને પાછળથી તે મુર્ખ અને ઠોઠ થઇ ગયેલું માલુમ પડેછે ત્યારે તેનાપર આલસ કે કોઇ એવી બીજી રીતનું તહોમત મુકવા પહેલાં તે, તે કુટેવનો ભોગ થઇ પડેલ છે કે નહિ તે તપાસવુ. જોઇએ.

અફસોસ! કુદરતથીજ શ્રેષ્ઠ બુદ્ધિવાળા અને માનવમંડલના શણગારરૂપ નિર્માણ થયેલા ઘણા પુરૂષો આ કુટેવમાં પડી ડુબી જાયછે. એ બાબત ખરેખર અંતઃકરણને કોતરનારી છે. આ કુટેવ માણસના શરીરને અને મનને તદન નીર્બલ કરી નાખેછે. તેનું મુખ્ય કારણ એ છે કે તેથી કુદરતના નિમેલા નિયંમપ્રમણેના સંબંધવગર બરાબર સંતોષ થતો નથી અને તેથી વધુને વધુ એ કુટેવની ક્રીયા ચાલુ રાખવાની તેની ઇચ્છા મજબુત થતી જાયછે. વળી યોગ્ય ઉમ્મરે પહોંચ્યા પહેલાં લાગુ પડેલી આ કુટેવ અતીશય નુકસાનકારક છે, કારણકે તેટલી નાની ઉમ્મરે વીર્ય પેદા થયેલું ન હોવાથી તે નીકળતું નથી અને તેથી આખા શરીરને આંચકો લાગે છે, શકિત ઘટેછે અને તે ભાગ એટલોતો નબળો પડી જાયછે કે જ્યારે મનુષ્ય ઉમ્મરે પહોંચે છે અને વીર્યની ઉત્પત્તિ થાયછે ત્યારે તે ભાગ વીર્યને ટકાવી શકતો નથી અને તેથી જાગૃત થયા સિવાય વીર્ય બહાર નીકળી પડેછે અને તેનું જીવનતત્વ પાતળું અને પાણી જેવું થયછે. વીર્યની ઉત્પત્તિ પહેલાં કે પછી એ કુટેવનું પરિણામ એ

આવેછે કે, કેટલીક વખત વીર્ય વગરઇચ્છાએજ બહાર પડેછે, કેટ-લીક વખત પેસાબની સાથે બહાર નીકળી જાયછે અને કેટલીક વ-ખત ઝાડાની સાથે પણ નીકળી પડેછે. એ કુટેવની શરૂઆતમાં તો વીર્ય બહાર આવવા વખતે જોસ પણ પુરતો હોયછે અને આનંદ પણ ઘણો આવેછે પણ જ્યારે તે કુટેવ જુની પડેછે ત્યારે તે અ-વયવોમાં અશકતતા માલુમ પડેછે અને તેથી જરા પણ શકિત કે આનંદ વગર વીર્ય બહાર નીકળી પડેછે અને ધીમે ધીમે તે અવ-યવ પાતળો સંકોચાઇ ગયેલ અને કદમાં પણ ટુંકો પડી જાયછે અને તેથી કુદરતી આનંદ આપવાને તદન અશકત થાયછે. એ કુટેવ મનુષ્યને મારી નખવાનું પોતાપર બહાનું લેતી નથી પણ તે જીવનતત્વને ઓછાં કરી શરીરમાં અનેક દરદોના પ્રવેશને માટે રસ્તો ઉઘાડી આપેછે. અને એ પ્રમાણે તે બીજાં દરદોના નામથી મોત-નું કામ બજાવી આપેછે. જેમ એ કુટેવ પુરૂષને પાયમાલ કરેછે, તેમ સ્ત્રીઓને પણ પાયમાલ કરેછે. ઘણી રૂપાળી મોહક અબલાઓ એ કુટેવથી પોતાના રંગરૂપને ખુએછે. વળી એ કુટેવથી સ્ત્રીઓના ગુહ્ય અવયવમાંથી સફેદ પદાર્થ નીકલ્યા કરેછે. અનિયમિત, અત્યંત દુઃખદાયક રતુશ્રાવ તથા પેચુટીનું ખસી જવું પણ થાયછે. આમ થવામાં બીજાં પણ કેટલાએક કારણો હોયછે, પણ સઉથી મોટામાં મોટું કારણ તો હાથથી ગુહ્ય અવયવને જાગૃત કરવો એજ છે. એ કુટેવ ભવિષ્યમાં થનાર બાલકને વારસામાં મળેછે અને તેથી એ-એ પ્રમાણે તે કુટેવ પેઢી દર પેઢી ઉતરતીજ રહેછે.

---

વ્હાલા શાસ્ત્રી, તમારી પ્રખ્યાત શહેનશાહી ચાકુતીની ટબી ત્રણ વી.પી. થી રવાના કરશો.

હાજી હબીબ હાજી પીરમાહમદ,

મદરાસ.

આ કુટેવથી થયેલાં દર્દો બીજાં બધાં દર્દોકરતાં વધુ ભયંકર છે, એમ કહેવાનું કારણ એટલુંજ છે કે, તે દર્દો દર્દીનાં નશીબ ઉપર પણ અસર કરેછે, જ્યારે બીજાં દર્દો તેની પેઠે નસીબ ઉપર અસર કરતાં નથી.

જે જે માણસો આ કુટેવમાં સપડાયાછે અને સપડાયછે, તેનું કારણ એજછે કે, તેઓ તેના પરિણામવિષે અજાણ્યા હોયછે. એટલા માટે દરેક જુવાન માણસને આ નિબંધથી એ કુટેવના પરિણામવિષે વાકેફ કરી તેના સામા થવાની અને તે ટેવ અટકાવવાની એકદમ ચેતવણી આપીએ છીએ. આમા આપેલી સઘળી ચેતવણી અને ખુલ્લી શીખામણ વાંચી તે કુટેવ માટે કંટાળો લાવી તેમાંથી મુક્ત થવાની સઘળી કોશીસો એકદમ કામે લગાડવી જોઇએ આ કુટેવ બંધ પાડવાને ગંભીર ચેતવણીની સાથે તેનાં ભયંકર પરિણામોવિષે છોકરાઓને પણ જાણીતા કરવા જોઇએ. કદાચ કોઇને એમ લાગશે કે, આવી નીચ ટેવવિષે જે બાળક તદ્દન અજાણ્યું તેવાં બાળકને તે બાબતની ચેતવણી આપી તેનાં નિર્બળ અંતઃકરણને જાણીતુ કરવું એ ખરેખર ખેદકારક બીના છે. આવા વિચારથી કેટલાએક માબાપો, પોતાના છોકરાઓને એ બાબતમાં ચેતવણી આપવાના વિચારથી અટકે એ સ્વાભાવિક છે. કારણકે જે બાબત હયાતી ભોગવતી નથી તે બાબતવિષે ચેતવણી આપવી, એ, તે બાબત વિષે તેને એક જાતની યાદ આપવા બરોબર છે. પરંતુ આ બાબતવિષે તો લાંબા અનુભવથી એમ સિદ્ધ થયુ છે કે, છોકરાઓને તે

---

વઈદ શાસ્ત્રી, તમારી કીમતી શહેનશાહી ચાકુતીએ મને ઘણો ફાયદો કરેલ છે અને ધાતુપાતને એકદમ સ્ટાપ કરે છે.

આણંદા અમીચંદ,

બેલા.

બાબતવિષે ચેતવણી આપવી એ ઘણે દરજ્જે ફાયદાકારક છે. મનુષ્ય જાતની વધારો કરનારી તે ચોક્કસ ઇંદ્રિના યોગ્ય ઉપયોગવિષે લાયક સુચના, તે ઇંદ્રિસંબંધી ભૂલથી થતી પાયમાલીથી દુર રાખે-છે. કુદરતી અમલ બજાવવામાંજ તે ઇંદ્રિનો ઉપયોગ થવો જોઇએ. એ બોધ પરણવાને લાયક થયેલ દરેક સ્ત્રીપુરૂષને ઘણો જરૂરનો છે. એ કુટેવમાં સપડાયલા કમનસીબોને જલદી જણાવી દેવું જોઇએ કે અસાધારણ વીર્યનું નકામુ જવું તે, શરીરના બાંધાને તોડી જીંદગીને ટુંકી કરેછે. જેને આ કુટેવ લાગુ પડી હોય તેને તે જગ્યાપર ડાહમ દેવો અથવા તો 'લીકર એપીસપેસ્ટીકસ' નામનું પ્રવાહી લગાડવું, જેથી ત્યાં છાગળો ઉઠી, એ નાશકારક ટેવ આગળ વધતી અટકે. આ સિવાય એ કુટેવ અટકાવવાના જે જે ઉપાયો જણાય તે તે તુરત કામે લગાડવા જોઇએ.

આગળ જણાવવામાં આવ્યું છે કે કુદરતી અમલ બજાવવામાંજ તે ઇંદ્રિનો ઉપયોગ થવો જોઇએ, એ વાત પરણવાને લાયક થયેલ દરેક સ્ત્રીપુરૂષને કાને આવવી જોઇએ પણ પરણવા માટેની ચોક્કસ ઉમ્મર કઇ છે તે ખાત્રીથી કહી શકાતું નથી; કારણકે જુદા જુદા દેશનાં હવાપાણી અને મનુષ્યની તબીયત ઉપર તેનો આધાર રહેલો છે. આપણા હિંદમાં હવાપાણી અને રહેવાસીઓવિષે વિચાર કરતાં સ્ત્રીઓને માટે બારથી સોળ વર્ષના પુરૂષને માટે સત્તરથી પચ્ચીસ, વર્ષની ઉમ્મર લગ્ન માટે નક્કી કરી ઠરાવી શકાયછે. ધર્મશાસ્ત્રોનો અને વૈદકશાસ્ત્રોનો મત તપાસતાં પણ લગભગ તેજ ઉમ્મર સ્ત્રી-

ઓ તથા પુરૂષોને માટે પરણવાને લાયક ગણાયેલી છે. સોળ વર્ષથી નાની ઉમ્મરની સ્ત્રીમાં પચ્ચીશ વર્ષે નહિ પહોંચેલા પુરૂષથી રહેલો ગર્ભ અધવચમાંજ પડી જાયછે. અથવા તો તેથી જે બાળક અવતરેછે તે લાંબો વખત જીવી શકતું નથી અને કદાચ જીવેછે તો તેની સઘળી ઇંદ્રિયો અત્યંત દુબળી રહેછે; માટે બાળસ્ત્રીમાં બાળપુરૂષથી કદી પણ સંસારવ્યવહાર થવો જોઇએ નહિ.

વળી આપણે હાલનાં જમાનાનાં ખુલ્લું જોઈએ છીએ કે બાળલગ્નથી વિદ્યા અને કળાઓનો જેવો જોઇએ તેવો અભ્યાસ થઇ શકતો નથી અને સંધાયેલાં જોડાંના સ્વભાવ પરસ્પર મળતા આવતા નથી. પરસ્પરની રાજીખુશીવગરનાં જોડાંઓનો વિવાહ તેઓની ઉપર ગોયા એક જાતની જુચરી નાખ્યાજેવો થાયછે, પુરૂષને સ્ત્રી ગમતી નથી અને સ્ત્રીને પુરૂષ ગમતો નથી. રાજીખુશીવગર માબાપનાં અથવા તો આસપાસનાં લાગતાંવળગતાંઓનાં દબાણથી થતાં લગ્નો કદી સુખી નિવડતાં નથી અને તેનાં પરિણામ કોઇ વેળા બહુ માઠાં આવેછે. તે જોડાંથી પેદા થતી પ્રજા ખરાબ ઉત્પન થાયછે. જોકે છેક નાની ઉમ્મરમાં છોકરાં થઈ શકતાં નથી, પણ એવા ઘણા દાખલા મોજુદ છે કે અગિયાર વર્ષની બાળકીઓએ બાળકને જન્મ આપેલા છે. નાની બાળકાનું ગર્ભસ્થાન નાનુંજ હોયછે અને તેથી તે કદાવર બાળકને જન્મ આપી શકે, એ સંભવથી તદ્દન ઉલટુંછે, જે વિષે વધારે સ્પષ્ટ વિવેચન આગળ કરવામાં આવશે હાલ તો બાળલગ્નથી થતા ગેરફાયદામાં જણાવવાનું કે

---

બાલક–માબાપેનાં બાલક–છોકરાં હીનસત્વ અને અલ્પાયુ થતાં જાયછે એટલુંજ નહિ, પણ કુદરતી કાયદાથી વિરૂદ્ધ બચપણમાં ગરભ રહેવાથી ઘણી સ્ત્રીઓનાં બાંધા નબલા પડી જાયછે, તંદુરસ્તીનો નાશ થાયછે અને જીંદગી ટુંકી થઇ જાયછે અને તેથીજ ધર્મશાસ્ત્ર અને વૈદકશાસ્ત્રનાં કરત્તાઓએ જગતનું ભલું કરવાના હેતુથી, પુરૂષોને વાસ્તે પચ્ચીશ વરષની વયને અને સ્ત્રીઓને માટે દુર બેસવાના સમયને વિવાહનો વખત ઠરાવેલો છે આ વખત, સ્ત્રીઓને તેમજ પુરૂષોને માટે, પ્રજા ઉત્પન્ન કરનાર શક્તિની શરૂઆત છે; જે શક્તિ, સ્ત્રીઓમાં પચ્ચાશ વરષ સુધી અને પુરૂષોમાં તેથી પણ વધારે વખતસુધી ટકી રહેછે. પણ આ ઉપરથી એમ સમજવાનું નથી કે તે શરૂઆત તે, ઈંદ્રિયના ઉપયોગની શરૂઆત છે; પણ એમ સમજવાનું છે કે, તે તેનાં ઉપયોગની લાયકાતની શરૂઆત છે. જુવાનીની શરૂઆતમાત્રજ કાંઇ લગનને માટે પુરતી નથી. જોકે સ્ત્રી જાત પોતાની જુવાનીની શરૂઆતમાં પણ ગરભ ધારણ કરી શકેછે, પણ જો આપણે તંદુરસ્ત અને મજબુત બાંધાના બાલકની આશા રાખતા હોઇએ તો ગરભધારણને માટે જુવાનીની શરૂઆત પછી પણ થોડાં વરષના ગાળાની જરૂર છે અયોગ્ય વખતે અને કંઇપણ દાબવિના કામની ઇચ્છાને આધીન થવાથી ઇંદ્રિ જલદીથી બીનતાકાત થઇ જાયછે એટલુંજ નહિ પણ શરીરના જુદા જુદા અવયવો પણ અશકત થઇ જાયછે. જો તરતની જુવાનીમાં વીર્યને બહાર

---

મહેરબાન સાહેબ, આપના ધ્યાન ઉપર મુકવા માગું છું કે તમારી શાહેનશાહી યાકુતી ધાતુપાતને એકદમ બંધ કરે છે તે માટે ડબી નાં. બે જલ્દી મોકલાવશો.

હાજી અબુબકર હાજી નુરમામદ,
પુના.

માર્ગ ન આપવામાં આવે, તો તે વીર્ય શરીરમાં ઉતરી પુરૂષનાં બાંધાને મજબુત કરેછે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે સ્ત્રી પુરૂષોની જુવાનીની શરૂઆતમાંજ કામસંબંધી વ્યહાર તેઓનાં બાંધાને મજબુત થવામાં અટકાવ નાખેછે.

કુદરતના કાયદાવિરૂદ્ધ કામસંબંધી વ્યવહારથીજ દુઃખ ઉત્પન્ન થાય છે, પણ લગ્ન થયાપછી પતિપત્ની વચ્ચે કામસંબંધી ગમે તેટલો અતિયોગ કરવામાં આવે તોપણ તેથી કાંઇ નુકશાન થતુ નથી, એમ માનવું એ ઘણું ભુલ ભરેલું છે. કારણ કે આવા અતિયોગને માટે પણ કુદરતનો કાયદો ના પાડેછે. કુદરતનાં કાયદાના ગેરઉપયોગમાં કદીપણ માફી મળતીજ નથી. તેને ગુન્હાનાં પ્રમાણમાં વ્હેલી યા મ્હોડી શિક્ષા તો જરૂર ભોગવવીજ પડેછે. કામસંબંધી વ્યહારના અતિયોગનું પરિણામ પરણેલી તેમજ વગર પરણેલી સ્થિતિમાં પણ સરખુંજ છે, ઘણા પુરૂષો તેમજ સ્ત્રીઓ લગ્ન થતાં સુધી સ્વચ્છ અને નિતીમાન રહી વીર્યને ખોટે મારગે બહાર જવા દેતાં નથી, પણ પરણે છે કે તરતજ કામ સબંધી વ્યવહારના અતિયોગમાં પડી જાય છે. વખતો વખત સ્ત્રીઓ સબંધી કામના વિચાર પણ માણુસના મનને ખાલી કરી નાખે છે અને તેથી પણ નબળાઇ પ્રાપ્ત થાય છે, ત્યારે સાક્ષાત અતિયોગથી માણુસ દુઃખી દુઃખી થઈ જાય તેમાં તો શુ નવાઇ! આ પ્રમાણે કુદરતી કાયદાનો ભંગ મરણ વહેલુ લાવવાનો એક ઉપાય છે. અતિ-

---

વઈદ સાહેબ, તમારી પ્રખ્યાત શક્તિવરધક ચાકુતીની ડબી નાં. ચાર ટપાલ રસ્તે મોકલાવવા મહેરબાની કરશો.

દેશાઇ રણછોડદાસ દાદાભાઇ,

ભાલોદ.

યોગથી નબળાઇ પ્રાપ્ત થયા પછીઉત્પન કરેલાં બાલકો નાની વયમાં ગુજરી જાય એમાં પણ કાંઈ નવાઇ નથી કારણકે જે જીવનતત્વ તેને મલવું જોઇએ તે તત્વ તેનાં માબાપોએ કામસબંધી અતિયોગમાં પહેલેથીજ વાપરી નાખેલું હોય છે. થોડી મીનીટના સુખને માટે પોતાનાં તેમજ ભવિષ્યનાં બાલબચ્ચાંના આખા ભવના સુખમાં ખલેલ પહોંચાડવી એ કેટલી અફસોસની વાત છે! પુરૂષના વીર્યને સોયની અણીપર ચડે એટલો પણ ભાગ જો સુક્ષ્મદર્શક યંત્રથી તપાસવામાં આવે તો તેમાં જીવનનાં તત્વો ઘણાં માલુમ પડેછે અને તેથી તેવાં જીવનતત્વો જો ઘણાં જાય તો પૂરૂષ શક્તિહીન થાય તેમાં કાંઈ નવાઈ નથી વીર્યનો અમુક ભાગ તેથી ચાળીશગણા લોહીની બરાબર થાય છે, ત્યારે વિચાર કરો કે કુમારગે, કવખતે અને કુટેવથી જતુ વીર્ય તેથી ચાલીશગણા શરીરમાંથી જતા લોહીની બરાબર છે, ઘણું લોહી જવાથી મનુષ્યને ક્ષય, અજીરણ, મનની અનવસ્થિતિ, દમ, યાદશક્તિનું ગુમ થવું અને ટુંકામાં શરીરના દરેક અવયવમાં ખામી ઉત્પન થાય છે અને તેથી સાબીત થાયછે કે તે પ્રમાણે વીર્યના જવાથી પણ તેજ રદદો ઉત્પન થાય છે. આ અતિયોગના ભોગ થઇ પડેલા દરદીને આખરે જયારે ડાકટરની સલાહ લેવાની જરૂર પડેછે ત્યારે તેના ડાકટરને કે વઇદ

---

ને તેણે કામસબંધી વ્યવહારમાં અતિયોગ કરયોછે એવો શક ક્વચિતજ આવે છે તેથી તે તેને અતિયોગથી દુર રહેવાની ભલામણ કીધાવગરજ દવા ચાલુ કરે છે આ પ્રમાણે ખરી હકીકત જાણ્યા સિવાય કીધેલા ઉપયોગથી દરદીને આરામ થતો નથી.

વળી કામસબંધી વ્યવહારના અતિયોગને લીધે તુરતજ નબલાઇ થવાની અસર મજબુત માણસપર થતી નથી અને તેથી તે અતિયોગ તેને નુકશાન કારક નથી, એમ તો સમજવુ જોઇએ નહી. તેવા માણસ ને તુરત નહિ તો થોડી મુદત પછી એ અતિયોગનુ પરિણામ જરૂર માલુમ પડેછે અને તેના શરીરનો બાંધો ધીમે ધીમે નબળો થતો જાયછે મરજીસિવાય બેધડક વીર્ય બહાર આવેછે અને છેવટે આગલ વરણવેલી ભયંકર સ્થિતિમાં તે આવી પડે છે.

કામસબંધી વ્યવહારનો અતિયોગ સ્ત્રી કરતાં પુરૂષને વધારે નુકશાનકારક છે ઇચ્છા ન હોય અથવા કંટાળો હોય ત્યારેજ તે વ્યવહાર સ્ત્રીને ભયંકર નુકશાન કરનાર નીવડે છે આમ કહેવાની મતલબ એવી નથી કે અતિયોગ સ્ત્રીને લાગુ નથી પડતો પણ સ્ત્રી કરતાં પુરૂષને તેથી વધારે સાવચેતી રાખવાની જરૂર છે. એમ સમજવાનુ છે. વળી સ્ત્રી તથા પુરૂષ એ બન્નેને અતિયોગનુ પરિણામ કુંવારી તેમજ પરણેલી સ્થિતિમાં પણ સરખુજ છે, માટે પરણ્યા પછી ભોગ વિલાસમાં અ-

---

તંત્રય જોડાવું એ ખરેખર ચેતનશક્તિને સુકાવી નાખવાનો આકરો ઉપાય છે. ઘણી વખત અતિ સ્ત્રીસંગની ટેવ ખાવાપીવાની, કામકરવાની અને ઉંઘવાની ટેવજેવી થઇ જાય છે માણુસ જેમ જેમ વધારે ને વધારે સ્ત્રીસંગ કરેછે તેમ તેમ તેને તે ઇચ્છા વધારેને વધારે વધતી જાયછે અને તેથી તેનું પરિણામ છેવટ બહુ ભય ભરેલું થઇ પડે છે.

ઘણા જુવાન માણસોની સાધારણ કરિયાદ આપણે વખતો-વખત સાંભલીએ છીએ કે તેઓને સ્વપ્નમાં, પેસાબમાં અથવા એમને એમ સહેજ આંચકાએ પણ વીર્ય નીકલી જાય છે. આ પ્રમાણે ઇચ્છા-સિવાય વીર્યનું નીકલવું ધાતુક્ષય રોગથી ઓલખાયછે. આનુ પહેલુ કારણ હાથરસ, બીજુ અતિ સ્ત્રીસંગ અને ત્રીજુ કારણ સખ્ત અભ્યાસછે. આ મુખ્ય કારણોસિવાય નાનાં મોટાં બાજા ઘણાં કારણો છે. અસાધારણ વીર્યના જવાથી માણુસ નામરદ યા નપુંસક બની જાયછે અને કદાચ જો તે તદ્દન નપુંસક થતો નથી તોપણ કામવિલાસ વખતે તેને ઘણા થોડાજ સુંખની સાથે વીર્યનું નીકલી જવું થાય છે, અથવા તો તે ક્રીયા કરવામાં તેને કંટાળો આવેછે, અથવા તો સ્ત્રીની પાસે જતાં તેને શરમ આવેછે, અસાધારણ વીર્યનુ જવું લાંબી મુદતસુધી ચાલુ રહે તો તેનું વીર્ય, ગરભ ઉત્પન કરવાના ખાસ ગુણમાંથી નીકલી જાયછે, વલી અસાધારણ વીર્યના જવાથી ખાધરાપણું, ખાધાપછી ઉલટી, ચામડીનો ફીકકો, ધોળો, બીહામણો દેખાવ, શરીરનું નબળુ પડીજવું, થોડી પણ મહેનતથી વધારે થાક લાગવો, બોલવામાં અચકાતું કલ્પના,

---

વ્હાલા શાસ્ત્રી, તમારી પ્રખ્યાત શહેનશાહી ચાકુતીની ડબી ત્રણ વી.પી. થી રવાના કરશો.

હાજી ઈસા હાજી અબા સકુર,
કોકાનાડા.

શકિત તથા યાદદાસ્તનું કમી થવું, હાથનુ ધ્રુજવુ વગેરે અનેક દર્દો ઉત્પન થાય છે; જેમ જેમ તે દરદ વધારે જડ ઘાલતું જાયછે તેમ તેમ ઉપર બનાવેલાં દરદોમાં ધીમે ધીમે વધારો થતો જાયછે. જો મનુષ્યનાં કામો અનિયમિતપણાને બદલે નિયમિતપણામાં થાય તો કેવુ સારૂં? કારણકે નિયમિતપણું એ જીંદગીને માટે અતિશય સહીસલામત કાયદો છે. કામવિલાસમાં અનિયમિતપણું તેના ભાગ લેનારનેજ નહિ પણ તેથી ઉત્પન થનાં બાલકને પણ મનની તથા તનની શકિતમાં ગંભીર ઈજા કરેછે. પોતાની બેદરકાર ચાલથી બીજાને નુકશાન કરવાનો હક કોઇને નથી; તેથી એમ સાબીત થાયછે કે રોગીષ્ટ અને નબલા બાંધાનાં બાલકો ઉત્પન કરનારા માણસો ઇશ્વરના અપરાધી છે; કારણ કે દરેક બાલકને પોતાને તંદુરસ્ત બાંધો અને તંદુરસ્ત ઇંદ્રિયો મલવાનો હક છે. એવાં બાલકો કેમ ઉત્પન થાય એ માબાપ થવા લાયક દરેક સ્ત્રી પુરૂષનાં જાણવામાં આવે તો કેવું સારૂં?

અફસોસ છે કે આ વધારે અગત્યની બાબતપર લોકોનો મોટો ભાગ બેદરકાર છે. જનાવરોને ઉછેરવાને વાસ્તે જોઇતા નિયમોઉપર ધ્યાન આપવું અને તેનો અભ્યાસ કરવો, પણ મજબુત અને તંદુરસ્ત બંધાવાલાં બાળકો ઉત્પન કરવામાં અને ઉછેરવામાં, કાંઇ ધ્યાન ન આપવુ એ કેવી મુર્ખાઈ? "ઝાડ તેવું ફલ" એ કહેવત પ્રમાણે બાલક તેના માબાપનો એક નમુનો છે. માતાપિતાના ગુણદોષો બચ્ચાંના વારસામાં મળેછે. જે ગુણો માબાપમાં

વઈદ સાસ્ત્રી, તમારી પ્રખ્યાત શહેનશાહી ચાકુતીની ડબી નાં. ચાર ટપાલ રસ્તે મોકલાવવા મહેરબાની કરશો.

ખત્રી સુમાર ઉમર,
અલીયાબાડા.

હોતા નથી તે ગુણો તેનાં છોકરામાં પણ હોતા નથી; તેવી રીતે દરેક માબાપમાં માતાપિતાના ભેગા ગુણોનો સમાવેશ થાયછે. સારા અથવા ખરાબ બાંધાતું થવું તથા તંદુરસ્ત અને નાજુક મનના થવું વગેરે ગુણ અને ખાસીયતો બાલકમાં ઓધે ઉતરવાં, એનો સઘળો આધાર મતાપિતા ઉપર રહેલોછે. ગર્ભ રહેતી વખતે માતાપિતાના મનમાં જેવા વિચારો તન મનની નીતિ અને બીજી અનેક લાગણીવિષે દોડતા હોય, તેવા વિચારો અને તેવી નીતિવાળું બાલક તે ગર્ભથી ઉત્પન થાયછે. તેટલા માટેજ કહેલું છે કે, દુર બેઠેલી સ્ત્રીએ દુર બેસવાના દિવસોમાં પોનાના પતિથી દુર રહેવું, દિવસે ઉંઘવું નહિ, આંખ આંજવી નહિ, રડવું નહિ, ન્હાવું નહિ, નખ ઉતારવા નહિ, દોડવું નહિ, હસવુ નહિ, ઘણું બોલવું નહિ, ઘણું સાંભળવું નહિ, જમીન ખોતરવી નહિ, બહુ પવન ખાવો નહિ અને મહેનત પણ કરવી નહિ. આ સઘલા નિયમો જે, આર્યધર્મશાસ્ત્રમાં લખવામાં આવેલા છે, તેને અનુસરીને વૈદકશાસ્ત્રમાં તેનાં કારણો બતાવેલાં છે; માટે દુર બેસવાના દિવસોમાં દિવસે ઉંઘવાથી તે સ્ત્રીને જે ગર્ભ રહેછે તે બહુ નિદ્રા વાળો, આંજણ આંજવાથી આંધળો, રડવાથી આંખની ખામી વાળો, ન્હાવાથી દુઃખદમીયલ સ્વભાવવાળો, નખ કાપવાથી ખરાબ નખવાળો અને બહુ બોલવથી બકબકીયો થાયછે; તેમજ અત્યંત હસવાથી અવતરેલ બાલકનાં દાંત, હોઠ, તાલવું તથા જીભ કાળાં થાયછે. બહુ સાંભલવાથી બહેરૂં, જમીન ખોતરવાથી ટાલવાળું, બહુ પવ-

ન ખાવાથી ઘેલું અને ઘણી મહેનત કરવાથી બાલક કદરૂપું અવતરે છે; એટલાજ માટે સ્ત્રીએ દુર બેસવાના વખતમાં ઉપર જણાવેલા સર્વ ચાળા અને કામોથી દુર રહેવું.

દુર બેસવાના દિવસોમાં સ્ત્રીએ પતિના સંયોગથી દુર રહેવું જોઇએ, કારણ કે જેમ નદીના પ્રવાહમાં નાખેલી વસ્તુ ઉંચે જઇ શકિત નથી તેમ દુર બેસવાના દિવસોમાં લોહી વહેતું છતાં નાખેલુ વીર્ય ટકી શકતું નથી. કદાચ ટકે તો પહેલે દિવસે પ્રસવવખતેજ મરણ પામેછે· દુર બેસવાને બીજે દિવસે સ્ત્રી સંગ કરવાથી ઉત્પન્ન થનાર બાળક સુવાવડમંજ મરણ પામે છે અને ત્રીજે દિવસે સંગ કરવાથી ઉત્પન્ન થનારૂ બાળક અપુંર્ણ અંગવાળું અને ઓછા આયુષ્ય વાળુ થાય છે; પણ દુર બેસવાના દિવસ પુરા થયાપછી સંગ કરવાથી ઉત્પન્ન થનાર બાળક મોટી આવરદાવાળું અને તંદુરસ્ત જન્મે છે.

જ્યારે બાળક ગર્ભમાં હોયછે ત્યારે જે કારણો તેની માતાપર અસર કરેછે, તે કારણો તે બાળક પર પણ અસર કરે છે. જો માતાને તનનું દુઃખ હોયછે તો બાળકને પણ તનનું દુઃખ થાયછે; એટલા માટે ગર્ભ વાળી સ્ત્રીએ ગર્ભ રહે તે દિવસથી શાંન્ત મન રાખવું, ચોખ્ખાઈથી રહેવું, સફેદ કપડાં પહેરવાં, ગોજા અને એબીયલ માણસને અડવું નહિ, ખરાબ વાસ, બ્હીક ઉપજે એવી ચીજો અને તેવી વાતોપર ધ્યાન આપવુ નહિ, સુકાયેલું, ટાઢું, સળી ગયેલું અને બફાઇ ગયેલું અન્ન ખાવું નહિ, ખુશી ખુશાલીના પ્રસંગ

---

વ્હાલા સાહેબ, આપની શહેનશાહી ચાકુતીનો વરમ્વાર ઉપયોગ કરૂં છુ અને તેનાથી મને સારો ફાયદો થયો છે માટે તમારી ચાકુતીને હું ધન્યવાદ આપું છું.

જીવાભાઇ બનાભાઇ
રામોડી.

સિવાય ઘરની બહાર જવું નહિ અને ભુતના રહેઠાણ વાળી કહેગતી જગ્યાએ અને કોઇ મરી જાય તેને પાથરણે બેસવાવગેરે જગ્યાએ પણ જવું નહિ. મોટે સાદે બોલવું નહિ અને એવી બીજી પણ ગર્ભને અડચણ કરનારી જે જે બાબતો જણાય તે છોડી દેવી શરીરને બહુ મહેનત પણ આપવી નહિ, સુવાનો ખાટલો યા પલંગ ઉંચો ન જોઇએ; પણ તે બહુ મોટો હોવો જોઇએ અને સ્વચ્છ પાથરેલો જોઇએ. વળી સુતી વખતે હલકાં કપડાંજ શરિરપર પહેરવાં જોઇએ. જમતી વખતે બહુ મેવા મસાલાના રીચ ખોરાકને બદલે સાદો પૌષ્ટિક અને રૂચિવાળો ખોરાક લેવો. આ સઘળી વર્ણવેલી બાબતોપર છુટક થવાના વખત સુધી ધ્યાન આપવાનું છે. સ્ત્રીની ઇચ્છા પરિપૂર્ણ થવામાં ખામી આવે, તો તે ખામી બાળકના અવયવોમાં ઉતરેછે. તેમ શોક, દિલગીરી, ગુસ્સો અસંતોષ વગેરે દિલનાં દુઃખો જો ગર્ભવાળી સ્ત્રીને હોય, તો તેની અસર પણ તેના બાળકમાં ઉતરેછે. ઘોડાપર, પહાડપર, હાથીપર યા એવી ઉંચી જગ્યાપર ચહડવું, કસરત કરવી, ઉતાવળે ચાલવું, પાણીમાં ચાલવું, કજીઆ કરવો, આળસ ખાવી અને તીખાં ઉનાં, ખારાં તથા ભારે પકવાનો ખાવાં, દિવસના સુવું અને રાતના જાગવું, તેમજ ઉભે પગે બેસવું વગેરે બાબતોનો પણ ગર્ભવાળી સ્ત્રીએ ત્યાગ કરવો.

ગર્ભ રહ્યાપછી સ્ત્રીને જુદી જુદી ચીજ ખાવાની ઇચ્છા થાયછે ત્યારે, જો તેણીની મરજીમાફકના પદાર્થો આપવામાં આવે તો શુરવીર અને લાંબી આવરદાવાળા બાળકને તેણી જન્મ આપેછે;

---

પણ એટલી સંભાળ રાખવાની જરૂર છે કે ગરભને ઇજા કરે એવી વસ્તુ નહિ આપવી જોઇએ બાળકોના મનની ખાસીયતોને માબાપ-ની કુટેવની અસર થાયછે. જો ગરભ રહેવાના વખત પહેલાં સ્ત્રી-પુરૂષવચ્ચે કંકાસ થાય તો બાળક કજીઆખોર થાયછે. અતિ દારૂ પીનારાં છોકરાં માબાપો, થોડી અકકલવાળાં અને ખોડવાળાં બાળ-કોને ઉત્પન કરેછે. વખતે એમ પણ બને છે કે પહેલું જન્મેલું બા ળક મંદબુદ્ધિનું અને તંદૂરસ્તીવગરનું હોયછે જ્યારે પછીનાં બાળકો હુશીઆર અને તંદુરસ્ત થાયછે અથવા તો પહેલું બાળક હુશીઆ-ર અને તંદુરસ્ત હોયછે તો પછીનાં બળકો અશક્ત અને કમસમ-જનાં હોયછે. આમ થવાનાં કારણો પણ ઉપરનો નિયમ વાંચવાથી તુરત ધ્યાનમાં આવેછે.

ઉપરની સઘળી હકીકતઉપરથી હવે એમખુલ્લું સમજાયું હશે કે-જ્યારે જોડું દુઃખીહાલતનાં હોય ત્યરે તેઓએ છોકરાંની ઉત્પત્તિ ન-હિ કરવી જોઇએ; કારણ કે તેવી સ્થિતિમાં રહેલા ગરભથી ઉત્પન થયેલું બાળક તેઓને બોજાજેવું અને દુઃખ ઉત્પન કરનારૂં થઇ પડેછે. માતની દરેક ભુલ ગરભ રહેવાનાં વખતથી તે બાળકના જન્મ સુ-ધી બાળકને હાનિકારક થઇ પડેછે. ગરભ રહેતી વખતે બન્ને જ-ણાં પોતપોતાનાં ગુણ બાલકને આપેછે પણ ગરભધારણના વખતથી તે તેના જન્મસુધીમાં તો માતાનાજ ગુણોની અસર બાલકપર લાગુ રહેછે. મહિનાવાલી સ્ત્રી જો ભારે ખોરાક ખાય તો બાલકને કુંદગા-લનું દરદ થાયછે. જો તેને લાંબા વખતસુધી બેસવાની ટેવ હોય તો બાલક નબલા બાંધાનું થાયછે. કોઇપણ નાલાયક અઉષધ લેવામાં

---

વ્હાલા સાહેબ તમારી શહેનશાહી ચાકુતી મને મોટી મદદગાર નીવડી છે હું ચાહું છું કે તેનો ઘણોજ ફેલાવો થાય.

સોની પરસોતમ દેવજી,

ગોગોદ.

